માટે આપનાં અનેક સ્વરૂપ છે તેમાંથી ઇચ્છાનુસાર ગુરૂ પાસેથી શાસ્ત્રોકત દિક્ષા લઇને યંત્રાદિક આળેખવાનો સવ્યાપસવ્ય વિધિ તથા પીઠનું તાંત્રોકત સાવરણ પૂજનવિધિ શીખીને ભક્તિ ભાવથી આપનુ સાંગ સપરિવાર પૂજન કરીને જેઓ ભજે છે તે મનુષ્યો આ પૃથ્વીમાં કૃતાર્થ છે. કારણ કે શાસ્ત્ર લખે છે કે "દુર્ગા તુ અર્ચનપ્રિયા" અહોહો ! કેટલું બધું આશ્ચર્ય ! ૫

હે મા ! મોટા પંડિતો પણ જેને વેદ પ્રતિપાદન કરે છે એવો આપનો મહિમા જોઇને આશ્ચર્યયુક્ત નથી થતા શું ? થાય છે જ. કારણ કે જીવને સંસારસિંધુ તરવાને માટે આપ વહાણરૂપ છો. અર્થાત્ વિદ્યારૂપે આપ પ્રાપ્ત થાવ તોજ અવિદ્યા બંધન છૂટે. નહિં તો ત્રણે કાળમાં ન છૂટે. એમ શાસ્ત્રોની સીમા વેદાંતશાસ્ત્રરૂપી નગારૂં પણ આ પ્રમાણે નાદ કરે છે. "વિદ્યયાઽમૃતમશ્નુતે" ૬.

હે ત્રિપુરસુંદરિ ! આ પૃથિવમાં જે મનુષ્યો આધારરહિત છે તેઓનો આધાર તમેજ છો. ગરીબને વિષે દયાદરવાળા અને સંસારમાં સુખ દાતા પણ તમે. ને જેને કોઇ ઠેકાણે શરણ નથી, તેનું શરણ પણ આપજ છો. ૭

હે શિવે ! વેદશાસ્ત્રોમાં તથા "પ્રાચિન મહર્ષિઓએ કહ્યા પ્રમાણે

---

ચક્રો છે. ૩ તથા બિંદુ, અષ્ટદળ, ષોડશદળ, ભૂગૃહના ચાર ખુણા, ને ચાર દ્વાર મળી એકજ, એકંદર બિંદુથી ગણતા થતા ચાર એ શિવચક્રો છે. ૪ આ નવ ચક્રોના, સર્વાશાપૂરક, સર્વ સંમોહન, સર્વ રોગહર, ઇત્યાદિ નવ નામો છે બધાયનો વિસ્તાર કરતા ગૌરવ થવાથી બીજા તંત્રના ગ્રંથોથી જાણી લેવુ. ૫. શિવશક્તિના ચક્રોનો પરસ્પર ઘાટો સંબંધ છે. એક બીજા વિના એક બીજા શૂન્ય ગણાય. તેવુ તો તાંત્રોક્ત પૂજન કરનારા જાણે છે. આમ જાણે તેજ યથાર્થ જાણનારા ગણાય. ૬ હવે બિંદુ ત્રિકોણનો પણ નિત્ય સંબંધ છે. કારણ કે, ત્રિકોણ, શક્તિરૂપ છે. ને બિંદુ, શિવરૂપ છે. ૭ આવા યોગ સારા ગુરૂ પાસેથી જાણ્યા શિવાય કપોળ કલ્પિત જે પૂજન કરે છે. તેથી દેવતાની પ્રસન્નતાને બદલે ઉલટું વિપરીત થાય છે. માટે બરાબર ગુરૂપાસેથી સમજીને કરવુ. પરંતુ આ કંટાળાથી બરાબર ન બને તો કેવળ આ સ્તવરાજના માત્ર પાઠથીજ સર્વ સિદ્ધિ છે માટે આનો પવિત્ર થઇને પાઠ કરવો જેથી ધારેલા તમામ કાર્ય સિદ્ધ થશે. ૮

આપ અધમોદ્ધારિણી પતિતપાવિની તથા રાંકના રક્ષણ કરવામાં દ્રઢ વ્રતવાળા અત્યંત નિરાધાર દીનના પોષક, એવા જો આપ ન હોત તો, અને હે મા ! હું પણ અતિ રંક, મહા પાપી, અધમ, શરણસ્થાન રહિત, અને મોટી પામર પંક્તિમાં મુખ્ય ગણાતો, આવો જો ન હોત તો, આપનું શરણ શું કામ લેત ? અર્થાત્ હું અધમાદિ બતાવેલા દોષોથી ભરપુર છું. અને આપ એવા અધમાદિ તમામ દોષોને નાશ કરવાને સમર્થ છો, માટેજ મેં આપનું શરણ લીધું છે." ૮-૯

વિશ્વના પતિ લોકપાળો જેના ચરણને નમે છે એવા હે પરાંબે ! આ જગતમાં ભુખ તરસથી આકુળ વ્યાકુળ થયેલા બાળકો જેમ પોતાની માને સાદ કરે છે, પણ તે માતા તો ખાવાપીવા આપી બાળકોને માત્ર ભુખ તરસનીજ નિવૃત્તિ કરે છે; અને આપ વિશ્વમાતા તો ખાવાપીવાનું તથા અંતે મોક્ષ આપો છો. તો પછી આપ જ કહો કે, આવા દયાળુ આપને છોડી બીજાને શું કરવા ભજું ? ૧૦

જે માણસને આપનું દ્રઢ અનન્ય શરણ હોય, તો તેને, કદાચ જો આખું બ્રહ્માંડ પ્રતિકુળ થાય તોપણ તેના એક વાળનો અગ્ર ભાગ પણ છેદાતો નથી, અર્થાત્ વાંકોવાળ થતો નથી. એતો આશ્ચર્ય સાથે નિર્વિવાદ છે. હે મા ! એ બાબતનો તો મને પૂર્ણ અનુભવ થયો છે. ૧૧

" પ્રણવ સાથે બાળામંત્રના મહિમાનું વર્ણન. "

મંત્રના ભજનની સિદ્ધિ માટે રહેલો આદિ જે " ઓંકાર " એ બ્રહ્મપદ છે તેમ વેદો કહે છે, તે પ્રણવને મોક્ષની ઇચ્છાવાળા ને કામાદિક શત્રુઓથી રહિત એવા સંન્યાસીઓ હમેશાં જપે છે. ૧૨

" ઓંકાર " કેવો છે કે અ, ઉ, મ, ત્રણ અક્ષરપર અત્યંત શોભતી જે અર્ધ માત્રા, અને તેનાપર બિંદુથી સુશોભિત અદ્વિતીય અક્ષર છે. હે મા ! એ " ઓંકાર "ને આખા વિશ્વનું મૂળ કારણ ને બ્રહ્માત્મક, પરાંબા, તથા પરશિવ,નું મૂળ સ્વરૂપ કહે છે. ૧૩

હવે " ઓંકાર " ઉપર રહેલા અર્ધમાત્રા તથા બિંદુ એ બેનું ઐક્ય છે, અને તે નિત્ય છે. આવા તત્ત્વના વિચારથી અવિદ્યાજન્ય

મળ જેના દૂર થયા છે, ને બ્રહ્માદિક, ઈંદ્રાદિકના વૈભવો જેમને તુચ્છ મનાયેલા છે, અને આત્માના નિત્ય સુખમાં એકરૂપ થયેલા મહાત્માઓ આ "ઓંકાર"નું ચિંતવન નિરંતર કર્યાજ કરે છે. ૧૪

"ઓંકાર" બ્રહ્મનું પરસ્વરૂપ છે અને "હ્રીંકાર" ચિતિ શક્તિનું પરસ્વરૂપ છે. તો "ઓંકાર" અને "હ્રીંકાર" એ; બેમાં જરાપણ ભેદ નથી, એકજ તત્ત્વ છે. જેમ શક્તિ અને શક્તિમાન્ ! જેમ અગ્નિ અને તેની દાહકશક્તિ; તેવીજ રીતે "ઓંકાર"ને તથા "હ્રીંકાર"ને વેદની શ્રુતિઓ પ્રમાણ કરે છે. ૧૫

હે મા ! "ઓંકાર" તથા હ્રીંકાર" તેમાં એક અણુ પણ ભેદ નથી, એકજ છે. અને બન્નેનું એકજ ફળ છે. ને તે "ઓંકાર" તથા "હ્રીંકાર" એ આપનું ઉત્તમ દૈવત છે. અધિકારી મહાત્માઓ તેનો સતત જપ કરવાથી આપ બ્રહ્મમયીની સાથે જરૂર સાયુજ્ય મુક્તિ પામે છે.

આ પ્રકારના તત્ત્વને તત્ત્વ જાણનારા મહાત્માઓજ જાણે છે. ૧૬

હે શિવે ! આપના જે બીજો છે, જેવા કે વાગ્બીજ, કામરાજ બીજ, શક્તિબીજ, વિગેરે, તેમાંથી જુદા જુદા એકેકા બીજોનાં જપ કરનારને પણ ડગલે ડગલે મનોવાંછિત સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તેમ મહાત્માઓ કહે છે. તોપણ હે શિવે ! આપનાં એકેકાં બીજના મહિમાનો સશાસ્ત્ર વર્ણન કરવાને તો બ્રહ્માદિક પણ સમર્થ નથી. ૧૭

હે જગદંબ ! એક બ્રાહ્મણનો સત્યતપા નામનો દીકરો વનમાં રહેતો હતો, અને તે મહા મૂર્ખ હતો. કોઇ વખત વનમાં એક પારધિના બાણથી વિંધાએલો વરાહ(ભૂંડ)તેના આશ્રમમાં પારાધના ભયથી આવેલો પાછળથી તેના પગલે પગલે આવેલા પારધિએ આવી કહ્યું કે હે બ્રાહ્મણ! તારા આશ્રમમાં માહરો ભક્ષ જે વરાહ તે આવેલો છે તે,મને આપ, તે સમયે આ બ્રાહ્મણને તે વરાહની અતિ દયા આવવાથી મુખમાંથી આકસ્માત્ બિંદુ વિનાના વાગ્બીજનો ઐ, ઐ, આવો ઉચ્ચાર થવાથી, તરતજ આપ પ્રસન્ન થયા, અને બુદ્ધિરૂપે થઇને આપે

એવો જવાબ અપાવ્યો કે, જે ઇંદ્રિયે તારા વરાહને દીઠો હશે, તેને બોલવાની શક્તિ નથી; અને જે ઇંદ્રિયને બોલવાની શક્તિ છે તેને જોવાની શક્તિ નથી, માટે શું કહું ? આ સાંભળી આ ગાંડો છે એમ માની પારધિ પાછો ગયો, અને તેના સત્યવૃતની આપે ટેક રખાવી, અને વરાહનો પણ જીવ બચાવ્યો; વળી તે મહા જડ હતો તેને પણ કેવળ બિંદુરહિત વાગ્બીજના ઉચ્ચારથીજ, તમામ જડત્વદોષ દૂર કરીને મોટા પંડિતોની પંક્તિમાં અગ્રગણ્ય કર્યો. ધન્ય છે આપના બીજના પ્રભાવને ! ૧૮

હે જનનિ ! બિંદુ વિનાના આપના વાગ્બીજનો ઉચ્ચાર કરવાથી મહાજડ હતો, તોપણ સમર્થ પંડિત શિરોમણિ થયો. તો પછી બિંદુ સાથે વાગ્બીજનો જપ આપના ચરણમાં નિષ્ઠા રાખી નિરંતર જે કરે છે, તેઓ કદાચ સ્વપ્નાવસ્થામાં પણ શુદ્ધ ઉચ્ચાર ન કરી શકતા હોય તો જાગ્રતમાં તો ક્યાંથીજ કરી શકે ? એવા મનુષ્યો પણ ઉક્ત વાગ્-બીજનો જપ કરવાથી તરતજ બ્રહસ્પતિ તુલ્ય થાય છે. અહાહા ! કેટલું બધું આશ્ચર્ય ? ૧૯

હવે કામરાજબીજનો મહિમા વર્ણવતાં કહું છું કે, હે જનનિ ! સૂર્યવંશના ધ્રુવસંધ રાજાનો પુત્ર, નામે સુદર્શન, તેનો બાપ વનમાં સિંહના પંજામાં આવ્યાથી પંચત્વને પામ્યા બાદ, સુદર્શનનો ઓરમાન ભાઇ નાનો હતો, તેનો માતામહ. યુધાજીત નામનો અતિ ક્રૂર શઠ, ને ઉજ્જન નગરીનો મોટો રાજા હતો. તેણે તર્તજ ત્યાં આવી પોતાના દૌહીત્રને રાજ્યગાદી આપવી, ને સુદર્શન જે રાજાનો જ્યેષ્ઠપુત્ર, અને તેની મા, તેઓને કેદ કરવાં. આવા છુપા સમાચાર મળતાંજ, યુધાજીતના ત્રાસથી ખાનગી રીતે આ રાજમાતા જે સુદર્શનની મા, તે પોતાના પાંચ વર્ષના બાળક સુદર્શનને લઇ, બીજો સાથે એક જનાનખાનાનો નોકર વૃદ્ધ કલીબ ( નાજર ) ને લઇને અયોધ્યા છોડી વનમાં ગયા. ત્યાં ભારદ્વાજના આશ્રમમાં રાજ્યથી ભ્રષ્ટ થયેલા ત્રણે જણાઓએ ઘણાં વર્ષસુધી વાસ કર્યો. ૨૦

હવે વનમાં રહેલી સુદર્શનની માતા કોઇ કોઇ વખત કામના

પ્રસંગે પેલો વૃદ્ધ જે સાથે છે તેને કલીબ, કલીબ, એમ કહીને બોલાવતી હતી. આ વખતે સુદર્શન પણ બાળકદશામાં હોઈ પુરૂં બોલતાં પણ આવડતું નહોતું; જેથી પોતે પણ માતાનાં આવાં વચનો સાંભળી કલીબ એમ પુરૂં ન આવડે તેથી કેવળ " કલી " " કલી " કર્યા કરતો. આદ્યબિંદુરહીત, કામરાજબીજનો જપ કરતો. ૨૧

હે જગત્જનનિ ! એ ધ્રુવસંધિરાજાના પુત્ર સુદર્શને આપનાં બિંદુરહીત કામરાજબીજનો જપ કર્યો. તથાપિ આપની અનવધિ કૃપાથી ઐહિક તમામ ભોગ ઐશ્વર્યને પામ્યો; અને જે દેવતાઓને પણ દુર્લભ છે તેવા આપનાં પ્રત્યક્ષ દર્શન પણ થયાં. ૨૨

હે નારાયણિ ! ત્યારબાદ કાશીનગરીનો સુબાહુ નામનો રાજા તેની દીકરી ચંદ્રસમાન મુખવાળી નામે શશિકળા તેને આપે સ્વપ્નામાં કહ્યું કે તારો બાપ તારા માટે સ્વયંવર કરે છે. અને તેમાં હજારો રાજાઓ ભેગા થશે, પણ મારો કૃપાપાત્ર ધ્રુવસધી રાજાનો પુત્ર સુદર્શન, તેને વનમાંથી હું અહીં મોકલું છું, તો બીજા રાજાઓને છોડી તું તેને જ વરજે, તું પણ મારી કૃપાપાત્ર છું, માટે આમ કરવાથી તમારા બન્નેનુ અલૌકિક હિત થશે. આવાં આપનાં વચનોને માન્ય આપી શશિકળા પણ કાશી નગરીમાં સ્વયંવર માટે આવેલા હજારો રાજાઓનો ત્યાગ કરી પોતાના માતા પિતાનાં વચનોનો પણ અનાદર કરી, આપની પ્રેરણાથી ત્યાં આવેલા સુદર્શનનેજ વરી. ૨૩

કાશીરાજા સુબાહુએ પોતાની એકજ એક દીકરીને ઘણો કરી આવર કર્યો, અને જમાઇને પણ સવિનય સારા પોષાક વીગેરેથી પ્રસન્નતા પૂર્વક પૂજન કર્યા બાદ, પુષ્પવયમાં આવેલ, અને આપના નિર્દેશથી પોતાની રાજ્યધાનિ અયોધ્યામાં જવાની ઇચ્છાથી પોતાની ભાર્યા શશિકળા તથા કેટલાક સસરા તરફથી મળેલા માણસોને લઇને નીકળેલો સુદર્શન તેને રસ્તામાં સ્વય વરમાં આવેલા રાજાઓ પૈકી કોઇને શશિકલા ન વરી, ને છુપીરીતે સુદર્શનને વરી, એ રૂપી થયેલું અપમાન તેના વૈરભાવનો બદલો વાળવા માટે પહેલાંનોજ શત્રુ જે યુધાજીત તે કેટલાક તેના પક્ષના રાજાઓની મદદ લઇને રસ્તો રોકીને, સુદ-

ર્શનનો ઘાત કરવાને ઘણું સૈન્ય લઇને રહેલો હતો. ૨૪

દુષ્ટ યુધાજીતની પક્ષ કરનારા બીજા રાજાઓ પણ પોતપોતાના બળ પરાક્રમના લીધે ઉદ્ધત થયેલા ત્યાં આવ્યા ને તે રાજાઓ સાથે સુદર્શનનું ભયાનક યુદ્ધ થયું.૨૫

ઘોડા, હાથી, સારા રથો, પેદળ, ચાર પ્રકારના સૈનિકોના નાનાવિધ અસ્ત્ર શસ્ત્રના સમૂહથી રાજાઓ લડતા હતા. ઘોર રણસંગ્રામમાં શત્રુઓના ઘણા બાણ, હથીઆરોથી ઢંકાઇ ગયેલો ને થોડા માણસવાળો સુદર્શન ગભરાઇ ગયો. ને તે બિચારો આપનો ભક્ત હતો. તેણે આવા સંકટસમયે હે ભગવતિ ! આપ પરદેવતાને યાદ કર્યાં. ૨૬

હે લલિતે ! સ્મરણ કરતાં માત્રમાંજ અચિંત્ય છો છતાં, આપ પોતાના ભક્તની રક્ષા કરવા માટે તે યુદ્ધમાં આકાશમાર્ગે પ્રત્યક્ષ થઇને પધાર્યાં, ને આપે "હુમ્" એવો ઘોરશબ્દ કર્યો. તે શબ્દ સાંભળતાંજ ખરો શત્રુ જે યુધાજીત હતો, તેતો તરતજ બળીને ભસ્મ થયો. આ બનાવ જોઇ, તથા આપનુ સિહારૂઢ ભયાનક સ્વરૂપ જોઇ બીજા એની પક્ષ કરીને જે રાજાઓ આવ્યા હતા, તેઓ જીવ લઇને નાશી ગયા. ૨૭

હે ભગવતિ ! આપે આ વિષમશત્રુના ભયથી બચાવેલો સુદર્શન પ્રસન્ન થઇને પોતાની અયોધ્યા પ્રતિ ગયો. ને પોતાની પર પરાગત, રાજ્યધાનીમાં જાણે બીજો ઇદ્રજ હોય નહીશુ ? એમ, આ સમગ્ર પૃથ્વિનો એક છત્રધર ચક્રવર્તિ મહારાજાધિરાજ થયો, ને સ્વજનથી પણ યુક્ત થયો. હે અંબે ! આપની કૃપા રંકને પણ દેવતાના રાજા સમાન બનાવે છે. ૨૮

હે મા ! બિંદુરહિત કામરાજબીજનો જપ કર્યો છતાં, રાજ્યભ્રષ્ટ થયેલો રંક શુદર્શનને ચક્રવર્તિ બનાવ્યો. તો પછી વિધિસહિત બિંદુયુક્ત આપના કામરાજબીજને નિરંતર જપનારા મનુષ્યોને આ ચૌદ બ્રહ્માંડમાં કોઇપણ સિદ્ધિ દૂર નથી, તે ચોકસ છે, ને તેમાં ઘણાં શાસ્ત્રોનાં વચનોનાં પ્રમાણ છે.

હે જનનિ ! આપનો કરૂણાપ્રસાદ મનુષ્યોને શું શું નથી આપી શકતો ? તમામ સર્વેષ્ટ સિદ્ધિપ્રદ છે. ૨૯

હે મા! હવે આપનું શક્તિબીજ, તે ઇચ્છીત સંપત્ સિદ્ધિને આપવાવાળું છે. ને અત્યુગ્ર વિપત્તિને તોડવાવાળું છે. જો અકેકા બીજનો આટલોબધો પ્રભાવ છે, ત્યારે પ્રણવયુક્ત ત્રણ બીજની સાથે રહેલો જે આપનો બીજત્રયી મંત્ર છે તો સલોમરિતિથી આ બીજત્રયી મંત્રના જપથી સમસ્ત મનોરથોને પ્રાપ્ત થએલા બ્રહ્માદિક દેવતાઓ પણ પોતપોતાના ઉત્તમ અધિકારોને પામ્યા છે, તે ચોકસ છે. જો તે પ્રમાણે ન હોય તો, તેમને આવી લોકપાળ, પદવીઓ કયાંથી મળે ? શક્તિબીજ એ આપનાં બીજત્રયી મંત્રના છેવટના ભાગમાં રહેલું છે.૩૦

હવે ભકતોને ધ્યાનના માટે પગથી આરભી શિરપર્યંત જગદંબાનુ ધ્યાન સ્વરૂપ વર્ણન છે.

હે જગદંબે ! આપના ચરણકમળની આંગળીઓપર રહેલા નખ, તેના તેજનો પુંજ તેમાંથી એક લેશમાત્ર તેજ ઘણી તપશ્ચર્યા કરવાથી આપની કૃપાથી ચંદ્રમાને મળ્યુ. તેથી ચંદ્રમા આખા વિશ્વ વિલાસનું એક મનોહર ભૂષણરૂપ પોતાની આનંદકારી ધવલકાન્તિથી થયો. નહિં તો આટલુ બધું આનંદમય તેજ ચંદ્રમામાં ક્યાંથી હોય ? તો હજારો ચંદ્રમા જેવા તેજસ્વીને પણ ઝાંખા કરે તેવા આપના ચરણકમળના નખનુ તેજ છે. ૩૧

હે બાળા ! આપના ચરણકમળના તળીયાંની નીચેની લાલપ, કે જે લાલપ, તેણે મંગળ, નવીન રત્ન, લાલમણિ, પરવાળું, લાલકમળ, ગુલાબ, કસુંબો, જાસૂંદ, એઓની લાલપને ઝાંખા કરેલાં છે, એવી અત્યંત તળીયાની લાલપ જોઇને બીચારા ધ્યાનમગ્ન થયેલા મહાત્માઓ અપૂર્વ આનંદ પામે છે. ૩૨

હે અદ્રિકન્યે ! સાલોકયાદિ ચાર પ્રકારની મુક્તિનું કારણ ને સંસારસિંધુમાં પડેલા જીવોને તરવાનુ વહાણ, એવું આપનું ચરણ કમળ, તેને અજાણતાં, જો ધ્યાન કર્યું હોય, તોપણ ફરીથી, આ સંસારમાં માતાના ગર્ભમાં આવવું પડતું નથી. તો પછી શ્રદ્ધાથી જાણીને

ધ્યાન કરવાથી, જે ફળ થતું હશે, તેને કહેવાને કોઇ શક્તિમાન નથી. ૩૩

હે મા? મહાદુઃખતંત્રમાં રહેલા, પ્રાણીઓના દુઃખ નાશ કરનાર, વળી શરણે આવેલાનું પ્રતિપાલન કરનાર, જગત્‌માં મંગળમય, આપનાં ચરણકમળ, યુગલને એકજવાર હૃદય કમળમાં ધ્યાન કરવાથી વિધિના લખેલા લેખો અવળા હોય તોપણ સવળા થાય તે નિર્વિવાદ છે. ૩૪

હે મા! આપનાં ચરણકમળ યુગલના રસસેવનના, ઉત્સાહિત જેઓ છે, તેઓ કદાપિ મોટા ઇંદ્રાદિક લોકપાળોના વૈભવોને પણ ઇચ્છતા નથી. કારણકે આ રસની આગળ તેઓના વૈભવો હીસાબમાં નથી. જેમકે ભમરાઓ પણ રસથી ભરપુર જો કમળો હોય તો હાથીના મદની તથા શેરડીના રસની ઇચ્છા શું કરવા કરે ? ૩૫

હે ઉમે ! મોટા મહાત્મારૂપી ભમરાઓ અનેક પ્રકારની વિપત્તિથી ભરેલો સંસાર, તેના અગ્નિસમાન ત્રિવિધતાપથી બળતા વિમુખ જીવોને જોઇને, આપના ચરણકમળારૂપ નવીન પલ્લવની, શીતળ છાયાનો નિરંતર આશ્રય કરેછે. જેથી તેમને સંસારાગ્નિ તાપ લાગતો નથી. ૩૬

હે ગિરિજે! આપનાં ચરણ કમળથી વિમુખને વળી હૃદયમાં અનેક પ્રકારના મિથ્યા વિષયોથી બંધાઈ ગયેલાં જીવો, આ દુસ્તર સંસાર–સિંધુને તરી શકતા નથી પણ બીજા આપનાં ચરણકમળને સેવનારા ભક્તજનો, ગાયની ખરી જેટલા ખાબોચીયાંની માફક સુખેથી સંસાર–સિંધુને તરી જાય છે. માટે તેઓ કૃતાર્થ છે. ૩૭

હે, જગદંબ ! આપના પૂજનના અંતે ચરણકમળ કે યંત્રઉપર રહેલા પુષ્પને સંહાર–મુદ્રાથી લઇને જે ભક્તજનો સુઘે છે, તેમના હૃદયમાં જન્મ જન્માંતરનાં કર્મસંસ્કારે પ્રાપ્ત થયેલો પાપરૂપી પર્વત હોય તોપણ ઝપાટાથી નાશ થાય છે, અને તે પરમ પવિત્ર બને છે. અહાહા! તે કેટલું બધુ આશ્ચર્ય ? ૩૮

હે મહેશિ! જે જીવો દુષ્ટ ભાગ્યયુક્ત અનેક પ્રકારનાં દુઃખ દારિદ્રયથી જગત્‌માં ભટકે છે, તેઓને જોઇને મને શંકા થાય છે કે, તે

જીવો એ આગલા જન્મોમાં કદાપિપણ આપના ચરણકમળનું આરાધન કર્યું નથીજ. જો કર્યું હોય તો તેમની આ દશા ન થાય, તે નિર્વિવાદ છે. "નારાધિતા પૂર્વભવે ભવાની, તેમ માનું છું. ૩૯

હે મા! જયાંસુધી જે મનુષ્યોને વજ્ર, અંકુશ, ગોપદ, કળશ, રેખા આદિ ચિન્હોથી યુક્ત એવા આપના ચરણકમળની પ્રાપ્તિ થતી નથી, અર્થાત્–આપનાં ચરણકમળનુ ભજન કરતો નથી ત્યાં સુધી અનેક પ્રકારની દુષ્ટ યોનીઓમાં જન્મ લેવા રૂપી વિપત્તિવાળા સંસાર ચક્રમાં ભટકવું, તેઓનું શાંત થતું નથી, તે ચોકસ છે. ૪૦

હે મા! સંસાર પાર પમાડી સદ્‌મુક્તિ આપનાર જ્ઞાનસ્વરૂપ (વિદ્યા) આપને છોડીને અન્ય પંચ[1] બ્રહ્માતિરિક્ત, ક્ષુદ્રદેવતાઓની ઉપાસના જેઓ કરે છે, તેઓ તો જેમ કલ્પ વૃક્ષને છોડીને, બાવળીયાને સેવનારા હોય તેવા છે. એવા ક્ષુદ્રદેવતાના ઉપાસક જીવો સંસાર બંધનને નિશ્ચયજ પામે છે. હે, નગેશતનયે! એવા ઉપાસકો તો દૈવથી ઠગાયેલાજ છે, એમ માનું છું. ૪૧

હે, ભવાનિ! વેદના પણ ભૂષણરૂપ ઉત્તમ અનુપમ આપના ગુણોનું શ્રવણ કરીને, જેઓનું અંતઃકરણ જરાપણ પીગળતું નથી, તેઓના હૃદયમાં તેમના ખોટા સંસ્કારથી ટાંકણું પણ જેમાં કામ ન કરી શકે, તેવા વિષમ પથરાઓના કઠિન કડાકાઓ વિધિએ ગોઠવ્યા તો નહીં હોય? તેમ શંકા થાય છે. જો એમ ન હોય તો આવા કઠિન હૃદયો તેમનાં હોયજ નહિં. ૪૨

હે પૂજય પદાબ્જે! જે મનુષ્યો વિષયોમાં મોહ વધવાથી ત્રણ લોકને આશ્ચર્યકારક એવા આપના લીલાચરીત્રરૂપી શાસ્ત્રોકત ગુણાનુવાદ સાંભળતા નથી તેમને માટે શંકા થાય છે જે, અરેરે! તેમની શી ગતી થશે? તે હું જાણી શકતો નથી. ૪૩

( ચાલતા વર્ણનમાં પાદાંબુજાષ્ટક. )

---

૧ પંચબ્રહ્મ–એટલે વિશ્નુ–શિવ–દુર્ગા–ગણપતિ–સૂર્ય આ પાંચે એકજ છે, માત્ર નામો જૂદા છે. તે તો ભકતોને ભજનની રૂચિ માટેજ આવો શાસ્રનો સિદ્ધાંત છે.–પણ તેમાં સર્વની ચિતિશક્તિ આપજ છો.

હે જગદંબ! આનંદનું કંદ દિવ્યરસથી ભરપુર સુગંધના લોભીયા ભમરાઓથી ગુંજારવ બની રહેલું, વળી નાના પ્રકારનાં યજન પૂજનમાં નિપુણ દેવતાઓ તથા સિદ્ધોથી સેવાયેલું, આપના ચરણ કમળને મારા હૃદયમાં હમેશાં ધ્યાન કર્યા કરૂં છું. ૪૪

હે જનનિ! જે વખતે દૈવ પણ અવળો થયો હોય, વળી અનંત પ્રકારની દુઃખની દશા આવી હોય, અને લુગડું પણ સગુ ન હોય, વળી સ્વામી, પોતાનો મિત્ર, સગાં, આપ્ત, બધું વીગેરે તમામ લોકોએ તિરસ્કાર કરી ત્યાગ કર્યો હોયને જેને જગતમાં કોઇપણ શરણ ન હોય તે સમયે તેવા મનુષ્યોનું શરણરૂપ આપનું ચરણકમળજ છે. તેવા આપના ચરણ કમળને હું નિરંતર ધ્યાન કરૂં છુ. હે મા! ખરેખર આપ પુરૂષના પીયર છો. સંકટ સમયે જેનું કોઈ ન હોય, ને આપના શરણે આવે તો આપ તેનું પુત્રવત્ પ્રતિપાલન કરો છો. ૪૫

હે ગિરિજે! આ ચૌદ બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ, એ આપનાથીજ થાય છે એમ વેદો કહે છે. એવા આપ સર્વેશ્વરીનું ચરણકમળ કે જેને બ્રહ્મા, શેષ, ઇંદ્રાદિક વિગેરે સતત સેવન કરે છે તેને હું મારા હૃદયમાં હમેશાં ચિંતવન કરૂં છું. ૪૬

હે અંબે! ગંધર્વો, યક્ષો, મનુઓ કિન્નરો, લોકપાલો, વિદ્યાધરો, તથા દેવતાની સ્ત્રીઓ, આ બધાએ પોતાની અભિષ્ટ સિદ્ધિઓ પ્રાપ્ત થવા માટે કલ્પવૃક્ષનાં ફુલના સમુહથી ભકિતભાવે પૂજેલું આપનું સુંદર ચરણકમળ; તેનુ હું ધ્યાન કરૂં છુ. ૪૭

હે ભગવતિ! સિદ્ધાંગનાઓથી, કર્પૂર, કેસર, કસ્તૂરી, તથા સૌગંધિક વસ્તુઓના સારથી આધવાસિત થયેલા નિર્મળ તીર્થના જળવડે, અભિસિંચિત ને સમગ્ર રિતિથી સેવિત થયેલું, આપના ચરણસરોજને નિરંતર માહરા ચિત્તમાં ધ્યાન કરૂં છુ. ૪૮

હે જગદંબ! અનેક પ્રકારના માયાના રાગે કરી, જે મનુષ્યોને, કામદેવના વિષમબાણોથી વિંધાયેલા દેહોમાં પડેલા છિદ્રો, તેથી અતિ પરિતાપ ભોગવતા, અર્થાત્ અતિ વિષયવાસનાથી પર દુઃખી, અને જેઓનો વિષયજન્ય પરિતાપ, તે કોઇપણ ઔષધથી શાંત ન થતો હોય

તો, તેને માટે આપના ચરણ કમળનું ધ્યાન, એ અદ્વિતીય, એટલે એના જેવુ બીજું કોઇ પણ ઔષધ છેજ નહિં, તેવું શાંતિપ્રદ છે. તેવા ચરણારવિંદને હું ધ્યાન કરૂં છું. ૪૯

હે, ભગવતિ ! સંસારસિંધુ તરવામાં તો પવિત્ર વહાણરૂપ, તથા તીર્થરૂપ ને બ્રહ્મા, વિષ્ણુ વિગેરે દેવતાઓને શરણરૂપ, ભકતજનોની પીડા નાશ કરવાવાળું, ને વિપત્તિમાં બંધુ સમાન, અભિષ્ટસિદ્ધિને દેવાવાળુ, ને પાપી, શઠ, એવા ધૂતારાઓને દુ:ખદાયક, આપના ચરણકમળનું હું ધ્યાન કરૂ છું. ૫૦

હે મા ! આપના આશ્રિત મનુષ્યોનું તો કલ્પવૃક્ષ, ને નાના પ્રકારના રોગ દુ:ખથી ઘેરાએલા, શરણાગત મનુષ્યોને રોગ દુખનુ શાંતિ કરનાર, ને સારા સદ્દગુણભૂષિત મનુષ્યોનું કલ્યાણ કરનાર પ્રણતજનપાલક એવા આપના ચરણકમળને ધ્યાન કરૂ છું. ૫૧

(પાદાંબુજાષ્ટક પુરૂ થયુ.)

હે ચંડિ ! નાના પ્રકારના ચિત્રવિચિત્ર એવા નવીન હીરાઓ, પદ્મરાગમણિ, ગોમેદમણિ, નીલમણિ, રત્નોથી બનાવેલા, ને પોતાની દિવ્યકાંતિથી સૂર્યની કાંતિને પણ તિરસ્કાર કરવાવાળા, ને ખણખણાટ કરતી સુવર્ણની ઘુઘરીઓવાળા, ઝાંઝરોથી સુશોભિત એવું, ને સંસારમા વારવાર થતા ભ્રમણના ભયનુ નાશ કરવાવાળું, આપનાં બે ગુલ્ફ(ઘુટિ)નુ યુગલ, તેને એકાંતમાં બેશીને ભકતજનો પોતાના હૃદયગુફામાં, જો ધ્યાન કરે છે તો તેઓના ઘણા વખતના એકઠાં થયેલાં પાપો, તત્કાળ નાશ થાય છે ને તે પવિત્ર થાય છે. પર–પ૩

હે જનનિ ! પોતાના પીઠના વિષે, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇશ્વર, સદાશિવ, આ[1] પાંચ મહાપ્રેતો તંત્રશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે છે. તે પ્રેતરૂપિ પલંગપર હર્ષથી બીરાજતું ને અનંગ કુસુમા, અનંગમેખલા,

૧ ઉપર જણાવ્યા પ્રમાણે એ પાચે જગતના અધિષ્ટાત ઓ છે. પણ આપ ચિતિ શક્તિ રૂપે અંદર બીરાજો ત્યાં સુધી જો આપની ચિતિ શક્તિ લઈ લ્યો તો પ્રેત રૂપજ એટલે શબ સમાન છે એ એનુ તાત્પર્ય છે. અર્થાત્ આપજ સર્વના નિયંત્રી છો.

આદિ અષ્ટ સખીઓથી સેવાતું, ને જેના આગળ હાથીની સુંઢની ઉપમા પણ તુચ્છ છે તેવું, આપનું જાનુયુગલને જે ભકતજનો, પોતાના સ્વચ્છ હૃદયમાં જો ધ્યાન કરે તો વિષયાદિક રાગો, જેમ સૂર્યના ઉદયથી ગાઢ અંધકાર નાશ પામે તેમ તત્કાળ નાશ પામે છે. ૫૪–૫૫

હે મહેશિ! કેશરીસિંહનાપર બીરાજતુ, ને કેળના સ્તંભના મદમાનને હરવાવાળુ સુંદર વસ્ત્રથી વિભૂષિત, ને સુવર્ણની મેખલાથી, તથા અર્થસિદ્ધિથી સંયુકત, કટિતટ સાથે શોભતું આપનું ઉરૂ યુગલ, તેને સંસારસમુદ્ર તરવામાં ઉત્સાહિત, ને વિશુદ્ધ આચરણવાળા ભક્તજનો પોતાની ચિત્ત ગુફામાં ધ્યાન કરીને અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેષ, વિગેરેની દુષ્ટ વાસનાના તરંગોથી થતા સંસારના અનંત દુઃખસમુહને ત્યાગ કરી આપના ઉત્તમધામમાં જાય છે, એવા આપનાં ઉરૂયુગલનું ભકતજનો ધ્યાન કરે છે. ૫૬-૫૭

હે મા! ધ્યાન કરનારા સંતપુરૂષો અમૃતથી ભરપુર જાણે કૂપ હોય નહિ શું? તેવા આપના નાભિસ્થાનને ધ્યાન કરીને પુણ્ય પ્રાપ્ત કરે છે તેથી દુષ્ટ કાલજન્ય, ભયસમૂહને નાશ કરીને અવિદ્યાજન્ય ખોટા વિષયાદિક સુખને ચિત્તમાંથી બહાર ફેંકી દે છે, કે જે દુઃખરૂપજ છે. ૫૮

હે ગૌરિ! જે આપના ઉદરને વિષે અનંતકોટિ બ્રહ્માંડો વસે છે, તે ઉદર ઉપર બહાર ત્રિવલિ શોભે છે, તે ત્રિવલિ મુકિતસ્થાનપર ચડવાને માટે, ત્રણ ગુણો, જે સત્વ, રજ, તમ તે રૂપી ત્રણ પગથીયાં હોય નહિં શું? કારણ કે ત્રણ ગુણથી પર જ્યારે થાય ત્યારે આપનાં મહા કારણસ્વરૂપને પ્રાપ્ત થાય. માટે જે ત્રિવલિ, તે, ત્રણ ગુણોથી પર થવાને સારૂ ભકતજનો માટે એક સીઢીજ છે. એવા આપના ઉદરનુ ભકતજનો ધ્યાન કરે છે. ૫૯

હે મા! ઉત્તમ વસ્ત્રોથી આચ્છાદિત આપનુ વક્ષસ્થળ, તે જેટલા જગતમાં ચૈતન્ય પ્રાણીઓ તેઓનું આદયસ્થાન છે, તેમ વેદની શ્રુતિઓ કહે છે. વળી નેત્રને ધ્યાન કરવાથી આનંદમય, વળી કીમતી, પ્રાલંબિકાદિ, મણિમુકતાના ઘણા હારોથી મનોહર, તથા એકાવલી

હારમાં બે બાજુના સરલમધ્યે બહુ કીમતી ગુચ્છથી શોભીતું તથા દેદીપ્યમાન હીરા, મણિ, મોતિ, રત્નોથી બનેલા, સુંદર કંઠના ભૂષણોથી શોભતું, ને પોતાની ઉત્તમ આકૃતિથી શંખની શોભાને તિરસ્કાર કરનારૂ કંઠસ્થાન, તે ઉપર બતાવેલા આપનું વક્ષસ્થળ, તથા કંઠસ્થાનનું ધ્યાન હૃદયમાં કરીને ભકતજનો દિવ્યપદને પામે છે. ૬૦-૬૧

હે જનનિ ! તલવાર, ત્રિશૂલ, ગદા, ચક્ર, ઢાલ, શકિત, બાણ, ધનુષ, તોમર, ભાલું વિગેરે દિવ્ય હથિઆરોને ધારણ કરનારા ને બાજુબંધને કંકણથી યુકત કલ્યાણ કરવાવાળા, એવા આપના સહસ્ત્ર હાથના ધ્યાનથી, સત્પુરૂષો સંસારજન્ય વિપત્તિઓને તરી જાય છે. ૬૨

હે મા ! ગુલાબની કાંતી જેની આગળ તુચ્છ છે તથા કોમળ આંગળીઓમા શ્રેષ્ટ હીરાજડીત વીંટીઓથી પ્રકાશિત ઝગઝગાટ થતું, ને આંગળીઓપર રહેલા તેજસ્વી નખોની કાંતિની છટાથી મનોહર, એવા આપના હાથનાં તળીયાંને ધ્યાનમાં લઈ, ભકતજનો ઇચ્છિત સિદ્ધિને પામે છે. ૬૩

હે, જનનિ ! ધ્યાન કરવા યોગ્ય સ્થાન મુખ, તેમાં મંદ હાસ્યામૃત શોભાથી આલ્હાદકારક બિંબ ( ઘોલા ) ના સરખા લાલ અધરોષ્ટ પત્રથી શોભતું, વળી, મુખની અંદરના ભાગમાં મોગરાનો કળીઓને લોભાવતી સુંદર દાત પંકિતથી શોભતું, અલંકાર યુકત, તલના ફુલ જેવી નાસિકાથો યુકત, તથા શ્રેષ્ટ ગાલના કોમળ શુભ્ર કિરણોથી અતિગૌર, વળી સંસારશોકને તો નાશ કરવામાં અતિ ઔષધરૂપ રૂડા બે કાનોમાં શોભતા, મણિજડીત અકોટાથી. મનોહર બેઉ કર્ણયુક્ત, તથા ભક્તજનોના અધ્યાત્મ, અધિભુત, અધિદૈવ, એવા ત્રિવિધતાપને હરનાર, નેત્રોમાં, અંજન કજ્જૈળથી સ્વચ્છ કીકીઓવાળું, ખંજન પક્ષી, તથા માંછલાના વક્રપણાનાંમાનને હરનાર પોતાના કટાક્ષ ભંગના પાતથી ભક્તજનોના જન્મ મરણને નાશ કરનાર, નેત્રોથી શોભતું વળી મદયુક્ત કામદેવના બાણને પણ મોહપમાડવા માટે અર્ધચંદ્રાકાર ઉત્તમ ભ્રકુટીને ધારણ કરનારૂં; આપની દૃષ્ટિરૂપી અમૃતઝરા વિષે, નિત્ય સ્નાન કરનાર ભકતજનો, સાલોકયાદિક વિગેરે, ચાર મુકિત-

ઓનો અનુભવ લે છે તેવું, વળી કસ્તૂરી વિગેરે, સુગંધદ્રવ્યોથી સ્વચ્છ કરેલી, પત્રરેખાઓના સૌંદર્યનુ અતિશય, તેથી રચાયેલ એક સમગ્ર કારીગરીના તત્રરૂપ, ને શિરોભાગમાં રહેલ ચંદ્રજ્યોત્સ્નાની આલ્હાદતાથી ભકતજનોના જન્મમરણરૂપ પરિતાપને શાંત કરનાર લલાટથી શોભતું, તથા નાના પ્રકારના સુગંધિ તૈલની વાસથી બહેકતો, અને સુગંધના લોભિ ભમરાઓથી આજુબાજુ સેવાતો, ને જોતાં વેંતજ આત્માના અતિશય સુખને ધારણ કરનાર, એવી સેંથાના માર્ગમાં રચેલી સિંદૂરની રચનાથી શોભતો કેશપાશ તેથીયુકત, વળી તે સ્થાનમાં દેવતાઓના કલ્પવૃક્ષના પુલની માળાને શિરપર વેષ્ટન કરવાથી, સુંદર નાગપાશ જેમાં બનેલો છે, તેવા બાંધેલ અંબોડાનું, ક્ષણે ક્ષણે ધ્યાન કરવાથી ભકતજનો કૃતાર્થ થાય છે, અર્થાત્ સુંદર નાગપાશ સાથે, અંબોડો શિર પર શોભે છે એવું, વળી નીલમણિ તથા હીરાઓથી જડિત, સોનાનો મુગટ, કે જે શિરપર પ્રકાશીત ચંદ્રના કિરણોથી અતિ દેદીપ્યમાન ને શ્રેષ્ટ મસ્તક ઉપર ધારણ કરેલ, તેને હૃદયમાં ધ્યાન કરે તો, ધ્યાનાગ્નિથી, પાપને ભસ્મ કરી પવિત્ર થયેલા ભકતજનો આત્માના ઉત્તમ સુખને ભોગવે છે; એવા શિરોમુગટયુકત, હે મા! આવું લાવણ્યનું ધામ અત્યંત આલ્હાદ કારક, વળી જેની ઉપમાને જગતમાં કોઇ પદાર્થ પામી શકતું નથી, એવા આપના મુખારવિંદના ધ્યાન કરવાથી, ભકતજનો, જગતમાં ધન્ય ધન્ય થાય છે. ૬૪- ૬૫, ૬૬, ૬૭, ૬૮, ૬૯, ૭૦, ૭૧, ૭૨, ૭૩.

હે, જનનિ! પડો પાંદડીના સુગંધ ચૂર્ણથી અત્યંત સુવાસિત કરેલું, શુશોભિત અમુલ્ય વસ્ત્ર (સાડી) થી શોભતુ, પાદથી શિર પર્યંત આપનુ ઉત્તમ ધ્યાન કરવા યોગ્ય શરીરને જોઇને કામદેવની સ્ત્રી રતિ પણ મોહ પામે છે. એવા આપના શરીર યષ્ટિના દર્શન તો સત્-પુરૂષ ભકત જનોને સુલભ છે અને અભકતો ને દુર્લભ છે. ૭૪

હે, મા! સર્વાંગ સુંદર અલૌકિક અદ્વિતીય બ્રહ્મમય, સગુણ, નિર્ગુણ (તેજોમય) અવિનાશી દોષરહિત, મળરહિત, અવિદ્યાના કાર્યોથી પર, સર્વ શ્રેષ્ટ, (તત્ત્વમસિ) તત્ત્વમસિ એટલે જ્ઞાને કરી જીવ

પોતાની બહુ કાલાર્જિત, અહંભાવ ભ્રાંતિ ભૂલી (તત્પદ) બ્રહ્મપદને પ્રાપ્ત થાય છે, તેવુંજ બ્રહ્મમય, આનંદમય, એવું આપનું અનિર્વચનીય, અતકર્ય સ્વરૂપ છે. ૭૬.

સમગ્રલોક જેને નમસ્કાર કરે છે, તેવા હે ભગવતિ! આપના આ પ્રકારના સગુણ સ્વરૂપને એકાંતમાં બેસી નિરંતર ધ્યાન કરે છે તો ધ્યાનમાં આરૂઢ થયેલા ભકતજનો નિર્મળ થઇ સંસારના પારને પામી જાય છે, તે નિઃસંશય છે. હે અંબે! આપ પરમ દયાળુ છો. ૭૫.

આવી રિતે ધ્યાન કરી જગદંબા પાસે ભક્તજન કાંઇક પ્રાર્થના પૂર્વક યાચના કરે છે.

પરસ્પર ભેદ બુદ્ધિથી કલેશ કરવા વાળાને નાના પ્રકારના વિતંડાવાદમાં કુશળ, મિથ્યા અભિમાનીઓ, એવાને વળી આપના ચરણકમળને કોઈ દહાડો ધ્યાન નથી કરતા, તેવા દુર્જનોના મને કોઇ દિવસ દર્શન પણ નહિં થશો ૭૬.

હે મા! ભૂત, ભવિષ્ય, વર્તમાન તથા પ્રાતઃકાળ, મધ્યાન્હ, સાયંકાળ, ત્રણે કાળમાં આપનું મુકિત આપનાર નામ કદાપિ લેતા નથી, ને, મહા અસુર ધર્મને અનુસરવાવાળા ખોટા આચરણવાળ, મિથ્યા અન્ય પામર જીવોને દુઃખ દેવાનેજ ઇચ્છા રાખનારા, એવા ખળ ભુજંગ સમાન જીવોનો મને કોઇ દહાડો સમાગમ ન થાય તેવી દયા કરજો. ૭૭.

હે, અંબે! લાવણ્ય-રૂપ, દયાથી ભરપૂર, આપની સુંદર પ્રતિમાઓને કોઇ દિવસ નહિં નિરખવાવાળા, કાલનો ભય થાય તથાપિ, આપનું આરાધન નહિં કરનારા મૂઢ પાપી જીવોનો સ્વપ્નામાં પણ મને દેખાવ ન થશો. ૭૮.

હે, ભવાનિ! પૂર્વનાં કાંઈક પુણ્યથી દ્રવ્યવાન સશકત હોય છતાં પણ આપનું યજન નથી કરતાં, ને પાપોથી ઉદર ભરવાને માટે અતિ નીચ કર્મને કરવાવાળા, ને છેવટે હાય હાય કરી કાળનો કોળીઓ થનારા, જે પાપીઓ તેમનો સંગતો મને કોઈ દહાડો ન થશો, તેવી દયા કરજો મા? ૭૯

હે, મૃડાનિ ! વિદ્યા, ધન, કુટુંબ, રૂપ, ગુણ એમનાં અભિમાન-વાળા, આપનાં ચરણુકમળને નમસ્કાર નથી કરતા જે, નાશવંત શરીરના મિથ્યા ભોગવિલાસને માટે, છળ, કપટ, ચોરી વીગેરે કરી, પારકા ધનથી પુષ્ટ રહેનારા આવા કેવળ પેટભરાજીવોના દર્શન પણ મને ન થશો. ૮૦

હે ભવાનિ ! વળી કેટલાક તો મોઢે મીઠા, અંદર ઝેરના ભરેલા, અત્યંત ખુની પિશાચ જેવા, અનાચારી, બહારથી આસ્તિકનો ડોળ જણાવનારા, ને અંતરમાં તદન નાસ્તિક, વળી કપટજાળ રચી ઠગાઈ કરી, ભોળા જીવોને ફસાવનારા, તેમનાં પણ મને કદિ દર્શન ન કરાવશો. ૮૧

હે, ભગવતિ ! અજ્ઞાનથી જડબુદ્ધિવાળા, જગતના ઇષ્ટ જે પંચ બ્રહ્મ, વિશ્નુ શિવ, ગણપતી અને દુર્ગા, આ પાંચે એકજ છે છતાં, ભકતોને ભજન કરવાની રૂચિને માટે આવાં પાંચ નામવાળાં પાંચ સ્વરૂપ છે. વસ્તુતઃ એકજ છે. આવું નહિં સમજનારા મિથ્યા દુરાગ્રહથી એક બીજા પરસ્પરની મોટાઇ માની, અન્યોન્ય નિંદા કરવા વાળા, શાસ્ત્રના ખરા તત્ત્વને નહિં સમજવાવાળા, ને ભેદબુદ્ધિ માનવા વાળા, દુરાગ્રહી પાપીઓનાં પણ મને દર્શન ન થાય તેમ કરજો. ૮૨

હે, જગદંબ ! વેદની શ્રુતિઓના તત્ત્વાર્થને નહિં જાણનારા, વેદ વિરૂદ્ધ બોલનારા, અને આચરણ કરનારા વિમુખો, જેમકે ( ચાર્વાક ) એ દર્શનવાળા નાસ્તિક છે. ઇશ્વરનું અસ્તિત્વ માનતા નથી. ને ભાટ્ટ મતવાળા પણ તેઓને અનુસરતા પણ થોડા ફેરવાળા છે. પણ નાસ્તિકજ. જૈનસિદ્ધાંત પણ કેવળ કર્મપ્રધાન માનવાવાળો છે. તથા પરમેશ્વરના રામકૃષ્ણાદિક અવતારોમાં ઇશ્વરત્વ નથી માનતા. વળી કહે છે કે કૃષ્ણ તો અમુક નાર્કીમાં છે. એ આદિ વેદ વિરૂદ્ધજ બોલનારા તથા વર્તનારા આપના સ્વરૂપને નથી જાણતા, તેવા શઠ નાસ્તિકોનો સમાગમ તો, મને કયારે પણ ન થશો ૮૬

હે, મા ! નાસ્તિકતા, દંભ, કલિદોષ, એ આદિથી રહિત, ને રૂડાં વેદ, શાસ્ત્ર, પુરાણ, સ્મૃતિ વિગેરેનો આશ્રય કરનારા, તથા આપને

વિષે પૂર્ણ શ્રદ્ધાવાળા, શ્રુતિ, સ્મૃતિ પ્રતિપાદિત્ વર્ણાશ્રમ ધર્મના આચરણમાં આદરવાળા, આવા જીવોના તો, હે મહેશિ ! મને નિરંતર દર્શન થશો. ૮૪

હે, ઉમે ! અંતર્ગત અજ્ઞાન અંધકારને નાશ કરનાર સૂર્ય સદૃશ, વેદાંત, સાંખ્ય, યોગ, તંત્રાદિક શાસ્ત્રોનું રહસ્ય ગુરૂ પાસેથી બરાબર સમજીને તે પ્રમાણે વર્તનારા પાખંડધર્મથી વિમુખ, ધર્મશાસ્ત્રના સારને સમજવાવાળા, એવાનો સમાગમ તો મને હમેશાં થજો, તેવી મારી આપ પાસે પ્રાર્થના છે. ૮૫

હે, શિવે ! નાના પ્રકારના ઉપચારોથી વેદોક્ત અથવા તાંત્રોક્ત, આપના નિત્યાર્ચન યજનમાં નિપુણ, વળી પોતાના વર્ણાશ્રમ પરત્વ સદાચાર ધર્મના સેવનમાં તત્પર, ને આપના ચરણ કમળની શુદ્ધ ભક્તિમાં નિષ્ઠાવાળા, સજ્જનોનાં દર્શન તો રૂડે પ્રકારે મને હમેશાં થજો. ૮૬

હે, અપર્ણે ! એટલું તો હું ખાસ આપની પાસેથી માગું છું કે, આ જન્મમાં અથવા કોઇ બીજા જન્માંતરોમાં પણ, વેદશાસ્ત્રે પ્રતિપાદન કરેલા એવા આપના ચરણકમળના ભજન સ્મરણને, હુ કદાપિ ગમે તેવી, કર્મજન્ય અંતરાઈ આવે તોપણ વિસરી ન જઉં, તેવી ખાસ મારા ઉપર, હે દયાળુ ! દયા કરજો. ૮૭

આંહિથી આરંભી ૨૭ શ્લોકોએ કરીને ધર્મરક્ષા માટે જગદંબાએ પાપી દૈત્યોના નાશ કર્યાનું વર્ણન થાય છે.

હે, જનનિ ! મહા પ્રલયસમયે, ગંભીર જલમય મોટા સમુદ્રમાં, ભગવાન વિષ્ણુ યોગનિદ્રામાં હતા તે સમયે, વિષ્ણુના કાનના મેલમાંથી ઉત્પન્ન થયેલા મધુ અને કૈટભ નામના બે પ્રચંડ દૈત્યો વિષ્ણુના નાભિકમળથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા તે સમયે માત્ર એકલાજ હતા, તેમને મારવા, આવેલા પેલા બે દૈત્યોને જોઇ, ભયભીત થયેલા બ્રહ્માએ આપ યોગ માયાની ઘણી સ્તુતિ કરવાથી વિષ્ણુને યોગ નિદ્રામાંથી આપે મુકત કર્યા. ને જાગ્રત થયેલા વિષ્ણુ તથા મધુ કૈટભનું પાંચહજાર વર્ષપર્યંત સમુદ્રમાં યુદ્ધ થયું, તોપણ મરતા નહતા, તે સમયે, આપે

તે દૈત્યોનાપર કટાક્ષપાત કરીને મોહ પમાડયા કે તરતજ, વિષ્ણુને નિમિત્ત કરીને, આપે વિષ્ણુના હાથે તેઓને મરાવ્યા, ને બ્રહ્માને બચાવ્યા. ૮૮

હે, ભગવતિ ! કોઇ કારણુસર શાપથી શિવના અંશરૂપ મહિષાસુર નામનો પ્રસિદ્ધ પ્રબળ દૈત્ય જે સર્વ દૈત્યોનો રાજા હતો, વળી વરદાનથી અત્યંત માયાવી અને અભિમાનવાળો, વળી બાષ્કલ, તામ્ર, અંધક, ઉગ્રાસ્ય, ઉગ્રવીર્ય, બિડાલ, વિગેરે, કોટિ દૈત્યોના સૈન્યયુકત, તથા દેવ બ્રાહ્મણ ગાયો વિગેરેને અત્યંત પીડાકારક, આવો પાપી તે મહિષાસુર હતો. હે, પરાંબે ! આખું બ્રહ્માંડ મહિષાસુરના ત્રાસથી પીડાયેલું જોઇને, વેદશાસ્ત્ર જન્ય ધર્મની રક્ષા કરવા માટે આપે અતિ દિવ્ય તેજોમય, તમામ દેવતાઓ સંબંધી શકિત યુકત, સ્વરૂપને તત્કાળ ધારણ કરીને, નહિં જીતાય એવોને પૃથિવના કાંટારૂપ, એવોય પણ મહા ખળ, દુષ્ટ મહિષાસુરને મારીને સ્વર્ગ, મૃત્યુ, પાતાળ, એ ત્રણેલોકની મહિષાસુરના ઉગ્રત્રાસથી રક્ષા કરી. ૮૯–૯૦

હે, મા ! હાલ પણ આપ દુર્ગાનું પૂજન કરવાવાળા ભકતજનો આપનું પૂજન કરતી વખતે આપના જમણા ભાગમાં આપના સિંહનું પૂજન કરે છે, ને વામ ભાગમાં શિર છેદાયેલા મહિષાસુરનું પૂજન કરે છે. કારણ કે આપના શસ્ત્રઘાતથી મુવો માટે આપે પર દયા કરી તેને સાયુજ્ય મુકિત આપેલી છે, તેમ શાસ્ત્રો લખે છે, તો હે માજી ! આવી અનુપમ દયા તો આપને વિષેજ જોઇ. ૯૧

હે, મા ! કોઇ વખત બ્રહ્માના દિવ્ય વરદાનથી પ્રબળ થયેલા શુંભ નિશુંભ બે દૈત્યો હતા, તેઓએ ત્રણલોકને વશ કર્યાં હતા તેમના ભયથી દેવતાઓ પોતાના સ્થાનો છોડી જ્યાં ત્યાં રખડતા હતા. ને પરમ દુઃખથી ત્રણે લોકો જ્યારે ત્રાસ પામ્યા, અને દેવતાઓએ દુઃખથી હિમાલયમાં આવીને આપની સ્તુતિ કરી, તે સમયે સ્વરૂપ પ્રગટ કરી, દેવતાઓને અભય આપી શુંભ નિશુંભને મારી ધર્મરક્ષા કરવી આવા ઇરાદાથી હિમાલયના શિખરઉપર મનોહર સ્વરૂપથી આપ બીરાજતા હતા તે સમયે, ચંડમુંડ નામના, બે દૈત્યો શુંભ નિશુંભની પાસે રહે-

નારા, તેઓ ફરતા ફરતા ત્યાં આવ્યા, અને આપનું દિવ્યરૂપ જોઇ, મોહ પામી પોતાના સ્વામી શુંભ નિશુંભ પાસે આવી અનેક યુકિતથી તેઓને ચડાવી, આપના રૂપનું વર્ણન કરી કહ્યું કે, હે દૈત્યરાજ ! બધું આપને ત્યાં છે, પણ અમે જોઇ તેવી સ્ત્રી તમારે ત્યાં નથી. માટે તે જો લાવો, તો તમારા જેવો ભાગ્યશાળી કોઈ નહિં. આ સાંભળી મોહ પામેલા શુંભ નિશુંભે, સુગ્રીવ નામના દૂતને, વિશ્વોને વંદવાયોગ્ય જેનું ચરણ કમળ છે, તેવા પરદેવતા પરમેશ્વરી હિમાલયના શિખરપર બિરાજતા, આપની પાસે સંદેશો આપી મોકલ્યો. ૯૨

તે દૂતે આવી કહ્યું કે, હે બાળા ! હું સુગ્રીવ નામનો શુંભ નિશુંભનો દૂત છું. ને મારા સ્વામીનો સંદેશો કહું છું તે સાંભળો. અત્યારે ત્રણ જગતના ઇશ્વર એવા શુંભ નિશુંભની પટ્ટરાણી થાઓ, અને તેની સાથે પરણીને પછી, નાના પ્રકારના ભોગવિલાસના સુખો ભોગવો, કારણ કે શ્રેષ્ટ એવું રત્ન તો સોનામાંજ શોભે; હે દેવિ ! તમે રત્ન સમાન છો, ને શુંભ નિશુંભ સુવર્ણસમાન છે, માટે તમે તેની સાથે યોગ્યજ છો. ૯૩

આવાં દૂતનાં વચન સાંભળી આપે કહ્યું કે, અલ્યા દૂત ! તારૂં કહેવું તો વ્યાજબી છે, પણ હું જ્યારે નાની હતી તે વખતે, મારી સાથે રમનારી સખીઓની સમક્ષ, બાળપણના અજ્ઞાનના લીધે મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે, રણસંગ્રામમાં મને કોઇ જીતે તે મારો પતિ થાય. માટે મૂર્ખ ! તારા શુંભને જઇને કહે, ને પછી તેની ઇચ્છા હોય તેમ કરે. ૯૪

હે, ભગવતિ ! આવાં આપનાં વચનો સાંભળી આવેલા દૂતે ફરીથી કહ્યું કે હે ચંદ્રમુખિ ! આવો ખોટો દુરાગ્રહ મુકીને ભોગની ઇચ્છાવાળા શુંભ તથા નિશુંભ બેય રૂપ અને ઐશ્વર્યમાં સરખાજ છે; તો તે બેમાંથી ગમે તેને વરો. કારણ કે હે દેવિ ! બળવાન સાથે હઠ કરવી તે કામની નથી. કદાચ રાજીખુશીથી નહિં વરો તો બળાત્કારે તમને ગ્રહણ કરશે, માટે હે મૃગસમાન નેત્રવાળા ! પાછળથી તમોને ઘણો પશ્ચાતાપ થશે. હું તો તમારા હિતને માટેજ કહું છું. વળી

તમો શરીરે કોમળ છો, ને એકલા છો, તો ત્રણલોકના ઇશ્વર શુંભ નિશુંભ આગળ તમો કોણમાત્ર છો, માટે માની જાઓ. ૯૫

આવાં દૂતનાં વચનો સાંભળી ક્રોધયુકત થઈ આપે કહ્યું કે, અલ્યા મંદબુદ્ધિ ! હું કોઇ પ્રાકૃત સાધારણ શકિત ( સ્ત્રી ) નથી, હું તો બ્રહ્મા, વિષ્ણુ, શેષ શિવાદી દેવતાઓની માતા છુ. મારી ઇચ્છાથી હજારો બ્રહ્માંડોની ઉત્પત્તિસ્થિતિને સંહાર કર્યાજ કરૂં છું. ને ઉત્પન્ન કરેલા બ્રહ્માંડોમાં વેદશાસ્ત્ર વિહિત, ધર્મથી વિમુખ, અધર્મીજનોને પ્રત્યેક યુગોમાં આવા અવતારો લઇને શિક્ષા કરૂં છું. એવી અનંત કોટિ બ્રહ્માંડોના અધિપતિઓની પણ નિયંત્રી છું. ૯૬

વળી હે દુષ્ટ! તારા શુંભ નિશુંભ વિગેરે જેટલા પાપીઓ ધર્મનો લોપ કરનારા ને દેવ બ્રાહ્મણોને દુઃખ દેનારા છે, તેમના નાશને માટેજ મારૂં આ શરીર મેં ધારણ કરેલું છે. માટે શાસ્ત્રમાં દૂતને ન મારવો તેવી મર્યાદા છે, તેથી હુ તને મારતી નથી માટે જીવતો જા, અને તારા શુંભ નિશુંભને કહે કે "તમને બધાયને વીણી વીણીને મારીશ." આવાં હે ભગવતિ ! આપનાં પ્રાણાંતક વચનો સાંભળીને એકદમ તે દૂતે, પોતાના સ્વામી શુંભ નિશુંભ પાસે જઇને, કહેલી તમામ હકીકત કહી સંભળાવી. ૯૭

હે મા ! દૂતનાં વચનો સાંભળી મદમોહથી વશ થયેલા શુંભની આજ્ઞાથી તેનો સેનાની, ધૂમ્રલોચન નામનો, પોતાના ૬૦ હજાર દૈત્યોના ભારથી પૃથ્વને ધ્રુજાવતો, આપના સમક્ષ આવી, આપની દ્રષ્ટિગોચર જ્યાં થયો તેટલામાં તો તરતજ આપના મુખમાંથી નીકળતા " હુમ્ " એ પ્રકારના મારણપલ્લવરૂપ અગ્નિથી બળી ભસ્મ થયો. ૯૮

આવા ત્રાસથી, કેટલાક તેની સાથેના દૈત્યો જીવ લઈ નાસવા લાગ્યા, ને કેટલાકને તો આપનો કેશરીસિંહ ભક્ષણ કરી ગયો. આ બનાવ સાંભળીને કોપ પામેલા શુભે પોતાની પાસે બેઠેલા ચંડમુંડ નામના કાળના સમાન બે સેનાપતિઓને આપની સાથે યુદ્ધ માટે આજ્ઞા કરી. ૯૯

આ ચંડમુંડ, ઘણા દૈત્યો તથા હાથી, ઘોડા, પેદળ, બહુ સૈન્ય લઇને આવ્યા. તે જોઇ આપને ઘણો ક્રોધ ચડવાથી, ક્રોધાયમાન આપની ઉગ્રભ્રુકુટિયુકત કપાળમાંથી તરતજ મહા ઘોર, કરાળ, વિકરાળ મુખવાળા, કાલિકા નામના શકિત ઉત્પન્ન થયા. ને તે કાલિકાશકિત તે ચંડમુંડાદિક ઘણા દૈત્યો સાથે યુદ્ધ કરવા લાગ્યા. છેવટે તે કાલિકા શકતિએ ચંડમુંડનું જેટલું સૈન્ય હાથી, ઘોડા, પેદળ, રથ વિગેરે હતું તેને ઉપાડી ઉપાડીને મોઢાંમાં નાંખી વિકરાળ દાંતથી ભયંકર ચર્વણુ કરવા લાગ્યા. ૧૦૦

પછી કાલિકાએ પોતાના ખડ્ગથી તે બે દૈત્ય ચંડમુંડનાં માંથાં કાપીને લોહીથી ટપકતાં માથાંઓ પોતાના બે હાથમાં લઇને એકદમ હર્ષથી, હિમગિરીના શિખરપર બીરાજેલા આપની પાસે આવ્યા. ને કૃતકાર્ય એવા તે કાલિકાને જોઇ આપે વરદાન આપ્યું કે, દેવિ ! મારી આજ્ઞાથી તમે ચંડમુંડને માર્યાં, માટે આજથી જગતમાં " ચાંમુંડા " નામથી પ્રસિદ્ધ થશો. તો અત્યારે પણ " ચામુંડા " નામના મહિમાથી તે દેવી પ્રસિદ્ધ છે. ૧૦૧

હે ભગવતિ ! ત્યારબાદ આપના શરીરમાંથી એક બીજા ઉત્પન્ન થયેલા શકિત, તેણે શંકરને કહ્યું કે, હે દૂત ! તમે દુષ્ટ એવા શુંભ નિશુંભને જઇને કહો કે, જો પ્રાણ બચાવવા હોય તો પાતાલમાં જાઓ દેવતાઓનાં રાજ્યો તેઓને પાછાં આપો. નહિં તો અહિં આવો તો તમને પ્રાણાંત કરી તમારા માંસથી આજે રણભુમિમાં શીયાળીઆને તૃપ્ત કરીશ. આવી રીતે શિવે દૂતપણું કર્યું, માટે તે શકિત આપનાં અંશપ્રધાન ઉત્પન્ન થયેલા હતા માટે તેમનું શિવદૂતી એવું નામ જગતમાં પ્રસિદ્ધ થયું. મહાદેવે કહ્યું છતાં ન માન્યું, પછી શુંભ પાસે એક રકતબીજ નામનો દૈત્ય કે જેના દેહમાંથી એક લોહીનું ટીપું જો પૃથ્વીઉપર પડે તો તેનાજ જેવો બીજો દૈત્ય ઉત્પન્ન થાય, આવું શંકરનું તેને વરદાન હતું. ૧૦૨

હે જગદંબ ! આ રકતબીજને શુંભની આજ્ઞા થતાંજ કોટાંન કોટિ નહિં ગણી શકાય તેવું, અનેક પ્રકારનું દૈત્યનું સૈન્ય લઇને આપની

સમક્ષ રણભૂમિમાં આવ્યો. તે વખતે આપની વિભૂતિરૂપ શકિતઓ, બ્રાહ્મી, વૈશ્નવી, ઐંદ્રી, વારાહી, માહેશ્વરી, કૌમારી, વિગેરેઓની સાથે યુદ્ધ કરવા લાગ્યો. જે આપની બ્રાહ્મી વીગેરે શકિતઓના અનેક પ્રકારના શસ્ત્રપ્રહારથી નીકળતા અત્યંત લોહીના પ્રવાહથી "રકતબીજ" સમાન ઉત્પન્ન થયેલા કોટિ દૈત્યના સમૂહથી પૃથ્વી ભરાઇ રહી. ૧૦૩

તે સમયે ભયભિત થયેલા ત્રણે લોકને જોઇ આપે કાલિકાને કહ્યું કે તરતજ ખડ્ગ, ખપ્પર, તલવાર, ને મનુષ્યના મુંડની માળાને ધારણ કરનારા, મહાઘોર સ્વરૂપ તે શકિત ભદ્રકાળી, રકતબીજમાંથી ઉત્પન્ન થયેલા તમામ દૈત્યોને ઉપાડી, મુખમાં નાખી ભક્ષણ કરી ગયા. પછી આપે અવશેષ રહેલા રકતબીજને શસ્ત્રપ્રહાર કરવા માંડયા. તેમાંથી જે રૂધિરની ધારાઓ પડતી, તેને આપની કાલિકાશકિત પૃથ્વિઉપર નહિં પડવા દેતાં મુખને વિસ્તારીને પોતાના મુખમાંજ લઇ, તેના સમગ્ર રૂધિરનું પાન કરીને રણસંગ્રામમાં નૃત્ય કરવા લાગ્યા. એવી રીતે આપે રકતબીજનો નાશ કરીને જગતને આનદ આપ્યો. ૧૦૪

હે, મા ! આપના શસ્ત્રઘાતથી પાપરહીત થયેલો રકતબીજ, આપની કૃપાથી! સ્વર્ગપદને પામ્યો; અહોહો ! કેટલા બધા આપ દયાળુ છો ? પછી રકતબીજને માર્યા બાદ કાલિકાએ હર્ષ અને ક્રોધથી અટ્ટહાસ્ય કર્યું. જેનો ભયાનક ઘોરશબ્દ સાંભળી, વળી રકતબીજનું મરણ સાંભળી શુંભ પોતાના અતઃકરણમાં અતિ ત્રાસ પામ્યો. ૧૦૫

તોપણ આવા સંજોગો જોઇ અતિક્રોધથી પોતાનો નાનો ભાઈ નિશુભ તથા જેટલું પોતાની પાસે હવે અવશેષ સૈન્ય હતું તે બધાને લઇ, આપની સમક્ષ રણસંગ્રામમાં આવીને મદથી આપને એવું બોલવા લાગ્યો કે, હે સ્ત્રિ ! તેં મારા ઘણા દૈત્યોને માર્યા છે. પણ તે મારી ઉપેક્ષાથીજ; કે હશે ! સ્ત્રીજાતી અબળા છે, માટે આપણે ન મારવી. પરંતુ તારૂં જોર કયાં સુધી કે મારી દૃષ્ટિએ પડી નથી ત્યાં સુધી. માટે આગળ આવ. ૧૦૬

હે જગદંબ ! આવાં દૈત્યનાં વચન સાંભળી આપે કહ્યું કે હે નીચ! સત્પુરૂષોનું રક્ષણ કરવું, ને તારા જેવા દુષ્ટોનું ભક્ષણ કરવું, તે રૂપી

તો મારૂં તીક્ષ્ણ વ્રત છે. માટે હે અધમ ! મારી કાલિકાશકિત (ચામુંડા) ના બલિદાનને માટે, તારા જેવા ખલપુરૂષોને હું શોધુ છું. માટે ઠીક આજ હાલી ચાલી મારી કાલિકાને તારા બલિદાનથી તૃપ્ત કરવા આવ્યો છું. તો જો બળવાન હોઉં તો રણસંગ્રામમાં ઉભો રહે. ૧૦૭

હે, મા ! આવાં આપનાં તીક્ષ્ણ વચનો સાંભળી તેનો નાનો ભાઇ નિશુંભ ઘણા સૈન્ય સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે સમયે રણસંગ્રામમાં એક ક્ષણમાત્રમાં દિવ્ય શસ્ત્ર અસ્ત્રના સમૂહથી જેટલી તેની સેના, તેટલીને કાલિકાએ નાશ કરી નાંખી. તેટલામાંતો તરતજ આપે આવી વજ્રના પ્રહારથી નિશુંભને માર્યો ને નિર્જીવ થઈ પૃથ્વિઉપર પડેલો નિશુંભ, તેની છાતીમાંથી આકસ્માત્ એક બીજો દૈત્ય નીકળ્યો, તેને પણ આપે તીક્ષ્ણ તલવારથી માર્યો. ૧૧૮

હે મા ! પોતાના નાના ભાઇનો આપના હાથથી નાશ થએલો, તેને જોઇને અતિ શોકથી ક્ષીણ થયેલો, પણ અંતરમાં ઘણા ક્રોધથી જલ્દી આપની પાસે આવીને રણસંગ્રામમાં ચતુર, એવો શુંભ આપનું અલૌકિકરૂપ જોઇને, મોહથી વશ થયો, ને કામદેવના તાપથી તપી ગયો હતો. પછી નીચે પ્રમાણે બોલ્યો. ૧૦૯

હે, મા ! પાપી, નજીક મૃત્યુવાળા, શુંભે આપને આ પ્રમાણે કહ્યું કે, હે સુંદરિ ! હે કોમલાંગી ! માનને છોડીને, તું સુંદરરૂપવાન એવોને ઇંદ્રાદિક દેવોથી સેવાતો, મને વર તારો દાસ છું. અર્થાત્ તારા રૂપમાં અતિ આસક્ત છું. ને મને વર તો તારો દાસ થઇને રહીશ. આવાં પાપીનાં વચનો સાંભળી આપે બહુ તિરસ્કારથી કહ્યું કે ગંધાતા મળ-મૂત્રના ખાડાની અભિલાષા રાખનાર, નીચ ! ચંડાળ! તને ધિક્કાર છે. હવે તું બરાબર કાળપાશને વશ થયો, તેમ સમજજે. ૧૧૦

આવાં આપનાં તીવ્ર વચનો સાંભળી બોલ્યો કે આ તારી મદદમાં આવેલીઓ બ્રાહ્મી, નારસિંહી, વિગેરે શકિતઓના બળથીજ તું જોરના મદવાળી છું, અર્થાત્ જો એકલી હોઉંતો તરતજ તને મારી નાંખું. અથવા બળાત્કારે પકડી લઇ જઉં. આવો તેનો આશય જાણી આપે તે વખતે તત્કાળ જેટલી ઉત્પન્ન કરેલી વિભૂતિરૂપે શકિતઓ હતી, તેને

તેના દેખતાંજ આપના દેહમાં સમાવી દીધી. પછી આપ એકલા હતા તેને જોઇને, એકદમ આવી આપને પકડીને આકાશમાં ગયો. ત્યાં છુટો થઈ નિરાધાર આકાશમાં આપની સાથે યુદ્ધ કરવા લાગ્યો. ત્રણ લોકને વીસ્મયકારક ઘણીવાર સુધી યુદ્ધ કરી આપે તે દૈત્યને ક્રોધથી પૃથિવ ઉપર પછાડયો. ૧૧૧

હે, શિવે! પૃથ્વીઉપર આવ્યા બાદ દૈત્યનું અને આપનુ, ઘણા તીક્ષ્ણ શસ્ત્ર, અસ્ત્ર, બાણોથી દેવ, મનુષ્ય, રાક્ષસો વિસ્મય પામે તેવું ઘણી વાર સુધી યુદ્ધ થયું છેવટે દૈત્યની પાસે જેટલાં શસ્ત્રો અસ્ત્રો હતાં તે ક્ષીણ થયાં બાદ, હાથની મુઠી વાળી, હડી કાઢીને જ્યાં આપને મારવા આવે છે, તેટલામાં તો તરતજ આપનાં ભયંકર ત્રિશૂળના ઘાતથી નિર્જીવ થઈ પૃથ્વી ઉપર પડયો. ૧૧૨

હે, અદ્રિકન્યે ! આપનાં અસ્ત્રના વધથી પવિત્ર થયેલા, શુંભ નિસુંભ, બે રાક્ષસો, તત્કાળ યોગીઓને પણ ન મળે તેવા મુક્તિસ્થાનને પામ્યા. અહોહો! આપ કેટલા બધા કૃપા સમુદ્ર છો ? તે દૈત્યોને મારી આ જગતનું કઠીન સાલ ઉખાડી નાખ્યું. તેથી દેવતા, મનુષ્યો વિગેરે ત્રણે લોકો આનંદ પામ્યા. ૧૧૩

વળી તેજ પ્રમાણે સમગ્ર દૈત્યોના રજાઓનો પણ રાજા, એક ભંડાસુર નામના દેત્યને મારી જગતને સુખી કર્યું બીજા અરૂણાસુર દુર્ગમાસુર વિગેરે ઘણા ઘણા દૈત્યોને પ્રત્યેક યુગમાં ઉત્પન્ન થઇને, તેઓને હણી હણીને જગતની પ્રચંડ પીડાને નાશ કરનાર હે બ્રહ્મમયિ ! આનંદમયિ ! પરદેવતા ! હું આપને નમસ્કાર કરૂં છુ. ૧૧૪

હવે, આ અષ્ટકથી ભવાટવિથી મુકત થવા માટે ભકતની સ્તુતિ છે.

હે, મા! આભવાટવી ( સંસારરૂપી અરણ્ય. ) તે દુષ્ટ એવા દુર્જનોથી ભયંકર છે. વળી મહા ઝેર જેવા વિષયરૂપી ઝાડોથી ભરપૂર છે. કામ. ક્રોધ, લોભ, મોહ, મદમત્સર, એ છ શત્રુ રૂપીચોરોથી પીડિત છે. વળી અવિદ્યા અસ્મિતા, રાગ દ્વેષ, અભિનિવેષ, એ પાંચ કલેશોથી વ્યાપ્ત છે; અનેક પ્રકારનાં તૃષ્ણા રૂપ ઝાંઝવાના જળથી અતિ ચંચળ છે. વળી સ્વાર્થ રૂપી સિંહો, વરાહો, રીંછો, શીયાળીઆઓ, એવા

ઘાતકી પ્રાણીઓથી ભરેલી છે. ખોટામાં સાચું માનેલું એવી ભ્રાંતિઓ તથા હું, ને મારૂં, એવાં અભિમાન રૂપ દુષ્ટ પર્વતોવાળી છે. જે ખસેડયાં ખસી શકે તેવાં નથી વળી પ્રાણીઓને મારવાના હથીયારો સાથે રહેલા, કાળરૂપ પારધિના ભયંકર નાદ જેમાં થયા કરે છે. અજ્ઞાનરૂપ અંધકારના દોષથી દૂષિત, કશું સુજવા ન દે, તેવી, ને નાના પ્રકારની ખોટી વાસના રૂપ, અધ્યાત્મ અધિભૂત આધદૈવ ત્રિવિધ તાપથી બાળતી એટલે, સુતેષણા, વિત્તેષણા, ને દારેષણા જેવાં કે સ્ત્રી, ધન, અને છોકરાં રૂપ અગ્નિ જેમાં બલ્યાજ, કરે છે. એવી, ને સ્વારથીયા જેવાં કે માબાપ, પુત્ર, ભાઈ, બહેન, બનેવી, વિગેરે, અનેક સબંધીરૂપી, ચીબરીઓ અને ઘુવડ, જેમાં ધડુકયા કરે છે, એવી આ મહા વિકટ, ભવાટવીમાં મારાઅનંત જન્મના કર્મના સંસ્કારે કરીને, અંદર આવી ભૂલો પડી, આમ તેમ રખડતો, ને ભવાટવીના અતિ ત્રાસથી દીન બની ગયેલો મને, હે દયાળુ દુર્ગે.! હવે તો આમાં થતાં દુઃખરૂપ વારંવાર જન્મ મરણના સંકટથા મારાપર દયા રાખીને ઉદ્ધાર કરો આપ ઉદ્ધાર કરશો તોજ થશે. ૧૧૫ ૧૧૬ ૧૧૭ ૧૧૮

હે, મા ! કદાચ આપ એમ કહેતા હોકે તું તો દુર્જન છું, તો તારો ઉદ્ધાર શી રીતે કરૂં ? તો એક માને ઘણા દીકરા હોય તેમાં કોઈ દુર્જન પણ હોય, બધા સજ્જન હોતા નથી, તથાપિ માતાનો પ્રેમતો દરેક દીકરા ઉપર સરખો હોય છે, સમવિષમ હોતો નથી. વળી મને જો અપરાધી ગણતા હો તો, હે મા ! ગર્ભમાં રહેલું બાળક, માતાને ઉદરમાં પાટુઓ મારે છે, તો પણ તેની મા પાટુ મારવા રૂપ અપરાધને ગણે છે ખરી ? નથીજ ગણતી તેવીજ રીતે આપ માતા છો, માટે કોટિ અપરાધો ક્ષમા કરી ઉદ્ધાર કરશો તોજ થશે. ૧૧૯

હે, જનનિ ! જેવો તેવો અગર ગમે તેવો છું, પણ આપનાં ચરણ કમળનો આશ્રિત છું, એમ જાણો કેવળ અંબે ! દુર્ગે ! બાળા ! આવા નામનાં માત્ર ભજનથીજ કેટલાય જીવો, દુઃખરૂપી ભવાટવીને છોડી સદ્દગતિને પામી ગયા છે. તો પછી મે તો આપના ચરણકમળનો આશ્રય લીધો છે, છતાં શું ડુબાડશો ? નહીંજ ડુબાડો. ૧૨૦

કદાચ આપ એમ કહેશો કે તારામાં કોઈ જાતના સારા ગુણો, વિદ્યા, કલા, આવડ વિગેરે હોય, તો તું મને પ્રિય થા, તેના જવાબમાં તો હેપરમકૃપાળુ મા! વેદ, શાસ્ત્ર, તંત્ર, મંત્ર, યંત્ર, જપ આપનાં શાસ્ત્રોકત પૂજનો, સારા સદગુણો, કારીગરી, કળા, યોગ્ય વહેવાર, વિગેરે કાંઇ જાણતો નથી. હું તો એક કેવળ પામર અતિદીન છું. માત્ર આપના શરણનેજ જાણું છુ. માટે આપ દીનદયાળુ છો તેથી મારા દીનનો ભવાટવી પાશ છોડાવશો તોજ છુટશે તે નિર્વિવાદ છે. ૧૨૧.

હે, જનનિ! હું આપને કદાચ અવિદ્યાની ભૂલવણીથી ભુલી જઇશ. પણ આપ મને ન ભૂલશો હે મા! જો મને વિસારશો તો મારા દુર્બળ રંકની શી ગતિ થશે? હે બાળા! આપના શિવાય, આ ત્રણે લોકમાં મારૂં સાચુ સગું કોઈ નથી. મારા નજીકના સાચા સગાંતો આપજ છો. આવી રિતે મારી તમામ દલીલ મેં આપને કરી, હવે જેમ યોગ્ય જણાય તેમ કરશો. પણ હે જગદંબે! આ દુષ્ટ ભવાટવીથી સમય ઉપર મારો ઉદ્ધારતો જરૂર કરશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે. ૧૨૨

( ભવાટવી હરાષ્ટક સમાપ્ત )

અયિ જગદંબે આપના સુંદર ગુણ સમુદ્રના પારને બ્રહ્મા, શેષ, શારદા વિગેરે પામતા નથી. આતો કેવળ આપના કૃપા લેશથી અને મારી અલ્પ બુદ્ધિથીજ આપના ઉત્તમ ગુણગાન સંબંધિ, જે કલ્પના કરી છે, તેને હે અંબે સ્વીકારજો. ૧૨૩.

હે, મા! મેંતો કેવળ ભકિત ભાવથીજ આપના ગુણો ગાયા છે. તેને શઠ, અભિમાનીઓ વખાણો અગર ન વખાણો તેની મને દરકાર નથી, પણ આ આપના મહિમાના કાવ્યનો પાઠ કરનારા, સારા ભકતજનોને તો કલ્પ વૃક્ષ સમાન છે. આ સ્તવરાજરૂપી જે પુષ્પાંજલિ, તેને હે અંબે! આપના ચરણકમળમાંજ હું અર્પણ કરૂં છું. ૧૨૪

હે, અંબે! જે મનુષ્યો, પૂજનવિધિ સમયે પવિત્ર થઇને ભકિત અને હર્ષથી આ પ્રમાણે ૧૨૫ શ્લોકથી રચાયેલો વળી ઇષ્ટ સિદ્ધિઓને દેનાર, આ સ્તવરાજનો હમેશાં જે કોઇ પાઠ કરશે, અથવા કરે છે, તો આ લોકમાં ઘણા પ્રકારનું પુષ્કળ સુખ ભોગવીને અંતે

અમૃતના સમુદ્રમાં રહેલો જે મણિદ્વીપ, તેમાં રહેલા આપના અવિનાશી દિવ્ય ધામમાં જાય છે, કે જેમાં ગયા પછી પુનર્જન્મ થતો નથી. ૧૨૫

( સ્તવરાજ સમાપ્ત. )

આ સ્તવરાજનો કેવળ દીવાની આગળ પવિત્ર થઇ, બેશી નિત્ય પાઠ કરે, અગર શ્રવણ કરે તો તે માણસ ઇચ્છિત સિદ્ધિને પામે છે. ને નવરાત્રિમાં વિશેષે કરીને આનો મહિમા છે. ૧.

ત્રિપદાની કૃપાથી જગતમાં વિખ્યાત અવટંકે ઉદિચ્ય સહસ્ત્ર, દ્વિવેદી, ( વિદ્યાધર ) વિદ્યારામ નામનો બ્રાહ્મણ તેના પુત્ર વલ્લભરામે (વલ્લભદેવે) ગુરૂ કૃપાથી, આ જગદંબાનું સ્તવન બનાવ્યું છે, તે જગદંબાને આનંદરૂપે રૂચિકર થાઓ. ૨.

દુર્ગાસ્તવરાજનું ગુજરાતી ભાષાંતર સમાપ્ત.



